# રાનીપરજમાં રેંટિયો



સંવત
૧૯૮૪નું નિવેદન

સ્વરાજ આશ્રમ સંઘ
બારડોલી

# જંગલમાં મંગળ

પેલે દિવસ એક ગામડિયો પોતાના નાનકડા દશબાર વર્ષના છોકરાને લઇને વાલોડ છાવણી ઉપર શ્રી. વલ્લભભાઇની રાહ જોતો બેઠો હતો. શ્રી. વલ્લભભાઇ આવ્યા એટલે તેમને તે પગે પડ્યો, પેલો બાળક પગે પડચો, અને ગામડિયાએ મરાઠી અને રાની ગુજરાતી મિશ્રિત બોલીમાં વલ્લભભાઇને કહ્યું: ' આ છોકરાને તમારે ત્યાં સોંપવા આવ્યો છું.' એ માણસ ડાંગનાં જંગલમાંથી આવ્યો હતો. એને સારી પેઠે જમીન છે. એ ત્રણ હળ ફેરવે છે અને સુખી છે. ૧૯૨૧થી દારૂનિષેધની પ્રવૃત્તિ ચાલી ત્યારથી દારૂ છોડીને પોતાના ઘરને શુદ્ધ કરીને બેઠો છે. બારડોલી અને એની આસપાસની રાનીપરજ વસ્તીમાં ચાલી રહેલી આત્મશુદ્ધિની પ્રવૃત્તિના ભણકારા તેને કાને પહોંચ્યા જ કરતા હતા, સત્યાગ્રહની વાત સાંભળી, રાનીપરજમાં અજબ તેજ આવેલું જાણ્યું, અને હવે એ પોતાના બાળકને વેડછીના રાનીપરજ ઉદ્યોગાલયમાં મૂકવાને માટે આવ્યો હતો. આના કરતાં વધારે સારૂં પ્રમાણપત્ર એ ઉદ્યોગાલયના અને રાનીપરજની સ્વાવલંબન પદ્ધતિ ઉપર ચાલતી ખાદીપ્રવૃત્તિના ચાલકોને બીજું કયું જોઇએ ?

બીજું પ્રમાણપત્ર આપવાને જાણે સોનગઢ તાલુકાના ઘમોડી ગામે હજારોની મેદનીમાં ગામીત લોકો ભેગા થયા હતા. તેઓ

જે જમીનદારોની જમીન ગણોતે ખેડે છે તેમના અનેક ત્રાસોથી બચવાને માટે ભેગા થયા હતા. પણ બચવાને માટેનું ઓસડ તેઓ જાણતા હતા, માત્ર ઓસડ વૈદ્ય જાતે આવીને પાઈ જાય એમ માગતા હતા. એટલે શ્રી. વલ્લભભાઇ તેમને દારૂની બદીમાંથી બચવાનો ઉપદેશ કરવા માટે ગયા હતા. બે'ક હજાર બહેનો એ સમૂહમાં હતી, અને વલ્લભભાઇનો સંદેશ ધ્યાનપૂર્વક ઝીલતી હતી. વલ્લભભાઇને જે ગામીત પટેલને ત્યાં ઉતારો આપ્યો હતો તે પટેલનું લીપેલું ગુપેલું ઝુંપડું મોટા મહેલમાં વસનારને પણ ઘડીવાર એ ઝુંપડામાં રહેવાના કોડ કરાવે એવું હતું. સભા પૂરી થઇ એટલે એક ટોળું વલ્લભભાઇની આસપાસ વીંટળાઇ વળ્યું, અને કહેવા લાગ્યું: 'અમારે ત્યાં વેડછી જેવો આશ્રમ બનાવી આપો. એને માટે ખર્ચ અમે કાઢશું, પણ અમને ચુનીભાઇ જેવા કોઈ આપો.' સરદારે હસતાં હસતાં કહ્યું: 'ચુનીભાઇને હું અહીં જ મૂકી જાઉં છું. તે તમારી વચ્ચે રહીને તમારી ભૂખ જાણશે, અને તેમને લાગશે કે તે સાચી છે તો તેઓ કાંઇ વ્યવસ્થા જરૂર કરશે. તમે પહેલા દારૂમાંથી બચો.' વેડછી વિદ્યાલયને આ બીજું પ્રમાણપત્ર.

ખાદીની પ્રવૃત્તિ ઉપર લેખો લખનારાઓ વેડછી જેવાં તીર્થ-સ્થાનમાં થોડો સમય ગાળી ત્યાંના પાવક વાતાવરણવાં અવગાહન કરીને લેખો લખતા હોય તો કેવું સારૂં! ખાદીપ્રવૃત્તિને પરિણામે ભાઈ જુગતરામે જે સ્થૂલ પરિણામો બતાવ્યાં છે તે તો થયાં છે જ. ૨૯ માણસોને વણાટ જેવો ઉમદા ધંધો નવો જ લાધ્યો, અને તેમાં પાવરધા થઇને તેઓ પોતાની ખેતીની દેખરેખ રાખવા ઉપરાંત એ ધંધો ચલાવી પોતાની કમાણી વધારે છે એ તો છે જ. અનેક કુટુંબો પોતાના નવરાશના સમયમાં રેંટિયો ચલાવી, કરજમુક્ત થઇ સુખમાં દિવસ ગાળે છે એ

તો છે જ. પણ એ પ્રવૃત્તિનું જે મહાપરિણામ આવ્યું છે તે તો આ પ્રજામાં જે તેજ આવ્યું છે, જે વિશાળ દૃષ્ટિ થઇ છે તે છે. રાનીપરજ વિદ્યાલયમાં ભણતા વિદ્યાર્થીઓ ઉપરાંત વેડછી ગામમાંથી અનેક બાળકો અને બાળાઓ રાત્રિશાળામાં આવે છે. રાત્રિશાળામાં આવે છે એટલે અમદાવાદ કે મુંબઇમાં ચાલતી રાત્રિશાળાઓમાં જેમ કક્કો ઘૂંટવા આવનારા આવીને જાય છે તેમ નહિ. પણ શાળાનું કામ શરૂ થાય તે પહેલાં સાયંપ્રાર્થનામાં સૌ ભેગાં થાય છે, તેમાં સૌ ભાગ લે છે, અને પછી જે ભજનની ધૂન ચાલે છે તે તેમના જીવનનો ઉલ્લાસ બતાવે છે. એક રાનીપરજ બાળા આ રાત્રિશાળામાં પાંતીના હિસાબ ગણુતી હતી! એ બાળા દિવસના ઘરકામ કરે, બપોરે જુવાર સાચવવા જાય, માળે ચઢી ગોફણો ચલાવે, અને રાત્રે આ શાળામાં આવે! એ જ બાળા પોતાના જેવી અનેકને સાથે લાવે, રાત્રે નવ વાગ્યા સુધી બધી શીખીને પોતપોતાને ઘેર જાય. ઉદ્યોગાલયમાં શીખનારાં બાળકો અને આવી બાળાઓ મારફતે આખી રાનીપરજ પ્રજામાં મહાપરિવર્તન કરી મૂકવાના વલ્લભભાઇ અને તેમના સાથીઓના પ્રયત્નનું માપ ભાઇ જુગતરામ દવે જેવાના અતિશય રસિક વર્ણનમાંથી તો કાઢી શકાય એમ છે, પણ વેડછી જેવાં તીર્થસ્થાને યાત્રા કરીને, ત્યાં બે દિવસ ગાળીને, આસપાસના વાતાવરણમાં જે શુદ્ધિ, જે ઉદ્યોગ અને ઉલ્લાસ આવેલાં છે તેમનું પ્રત્યક્ષ નિરીક્ષણ કરીને જ એનું સાચું માપ નીકળી શકે. આવા મહાપ્રયત્ન કરી જેમણે જંગલમાં મંગળ કરી જાણ્યું છે તેમને અનેક ધન્યવાદ હો!

['નવજીવન' તા. ૨૩-૧૨-'૨૮] **મહાદેવ હરિભાઇ દેશાઇ**

# રાનીપરજમાં રેંટિયો

[ સંવત ૧૯૮૪ ]

## ૧

## પ્રાસ્તાવિક

રાનીપરજમાં ચાલતી રેંટિયાપ્રવૃત્તિનો વાર્ષિક અહેવાલ છેલ્લા બે વખતથી વેડછી રાનીપરજ આશ્રમવાળા શ્રી. ચુનીલાલ સાંકળેશ્વર મહેતા તૈયાર કરતા આવ્યા છે, તેમ સંવત ૧૯૮૪ના પૂરા થયેલા વર્ષનો અહેવાલ પણ તેમણે તૈયાર કર્યો છે. તેમણે રેંટિયાપ્રવૃત્તિ રાનીપરજમાં કેવી ઢબે, કેવા વેગથી અને કેટલા વિસ્તારમાં ચાલે છે એનો ખ્યાલ આવે એટલા માટે જુદાંજુદાં દૃષ્ટિબિંદુઓથી આંકડાના કોઠાઓ બનાવ્યા છે, અને પાછલાં વર્ષોની સાથે ચાલુ વર્ષની સરખામણી પણ ઠેરઠેર કરી છે. ખાદીના અભ્યાસીને એમાં રસ પડ્યા વિના નહિ રહે એવી આશા છે.

### રાનીપરજમાં રેંટિયાનો વિસ્તાર

આ રસિક આંકડાઓ અહીં ઉતારું તે પહેલાં રાનીપરજમાં ચાલતી રેંટિયાપ્રવૃત્તિની વિશેષતાઓ જણાવીશ.

સુરત જિલ્લાના અંગ્રેજી તાલુકાઓ અને નવસારી પ્રાંતના ગાયકવાડી તાલુકાઓ રાનીપરજ લોકોથી ભરેલા છે. એ ભાગોની બહાર થાણા જિલ્લાના ભાગો અને બીજી તરફથી ખાનદેશના ભાગોમાં પણ રાનીપરજની એ જ વસ્તી વ્યાપી રહેલી છે. એ વિશાળ રાની વસ્તીમાં આજે રેંટિયો મુખ્યત્વે કરીને બારડોલી, મહુવા અને વ્યારા એ ત્રણ તાલુકાઓમાં ચાલી રહ્યો છે. માંડવી તાલુકાએ પણ છેલ્લાં બે વર્ષથી

તેને સુંદર આવકાર આપેલો છે. સોનગઢ તાલુકામાં, ચીખલી તાલુકામાં, વાંસદા અને ધરમપુરનાં દેશી સંસ્થાનોમાં અને ઠેઠ ડાંગના જંગલ-પ્રદેશમાં પણ રેંટિયાને માટે હમણાં હમણાં જ દરવાજા ખુલ્યા છે.

### બારડોલી સ્વરાજ આશ્રમ સંઘ

રાનીપરજમાં ચાલતી આ પ્રવૃત્તિનું મૂળ બારડોલી તાલુકામાં પડેલું છે. ૧૯૨૨ના સવિનય ભંગ પછી બારડોલીના સ્વયંસેવકો રચનાત્મક કાર્ય લઇને બેઠા, અને એ કાર્ય તેમને બારડોલી તાલુકાની રાજદ્વારી હદ તોડાવીને પ્રથમ મહુવા તાલુકામાં અને પછી વ્યારામાં ખેંચી ગયું. તેમનાં સંખ્યા અને સાધન જેમ જેમ વધતાં ગયાં તેમ તેમ તેઓ રાનીપરજ પ્રદેશમાં ઊંડા ને ઊંડા પેસતા ગયા, અને છેલ્લાં બે વર્ષથી તેમને પોતાના વધતા જતા સમુદાયને સંગઠિત રૂપ આપવા માટે 'બારડોલી સ્વરાજ આશ્રમ સંઘ'ની સ્થાપના કરવાની જરૂર પડી. આજે રાનીપરજની રેંટિયાપ્રવૃત્તિનાં સૂત્રો આ 'બારડોલી સ્વરાજ આશ્રમ સંઘ'ના હાથમાં છે, અને સંઘની સરદારી શ્રી. વલ્લભભાઇ પટેલ જેવા સમર્થ પ્રમુખની પાસે છે.

૨

## રાનીપરજમાં આશ્રમો

'બારડોલી સ્વરાજ આશ્રમ સંઘ'ની નીચેની શાખાઓ આજે રાનીપરજ કોમની રેંટિયાપ્રવૃત્તિ ચલાવી રહી છે:

૧. રાનીપરજ સ્વરાજ આશ્રમ, વેડછી ( તા. બારડોલી )
૨. રાનીપરજ સ્વરાજ આશ્રમ, પૂના ( તા. મહુવા )
૩. રાનીપરજ સ્વરાજ આશ્રમ, પૂના ( તા. માંડવી )
ગઇ સાલ આ આશ્રમ રાઠવાવ ગામે હતું.
૪. રાનીપરજ સ્વરાજ આશ્રમ, બાલદા ( તા. બારડોલી )
૫. રાનીપરજ સ્વરાજ આશ્રમ, કુંભિયા ( તા. બારડોલી )
૬. રાનીપરજ સ્વરાજ આશ્રમ, ડોલવણ ( તા. વ્યારા )
૭. રાનીપરજ સ્વરાજ આશ્રમ, કસવાવ ( તા. બારડોલી )

ઉપરનાં સાત આશ્રમો પૈકી બાલદા, કુંભિયા તથા કસવાવ એ ત્રણ આશ્રમ ચાલુ વર્ષ દરમ્યાન બારડોલી મહેસૂલવધારાના સત્યાગ્રહને અંગે સત્યાગ્રહ છાવણીઓ તરીકે ખોલવામાં આવેલાં, પણ પાછળથી તે મથકોએ કાયમના સ્વયંસેવકોની યોજના 'બારડોલી સ્વરાજ આશ્રમ સંઘ' તરફથી કરવામાં આવી છે. ડોલવણ ખાતેનું આશ્રમ મુખ્યત્વે કરીને મદ્યપાનનિષેધની પ્રવૃત્તિને અંગે ચાલુ વર્ષની આખરે હસ્તીમાં આવ્યું, અને આ સંઘની કાયમી પ્રવૃત્તિ રેંટિયા ખાદીની હોવાથી તે રેંટિયાપ્રવૃત્તિનું મથક બની ગયું છે. દક્ષિણ વ્યારાના, વાંસદાના અને ચીખલી તાલુકાના દૂરના ભાગોમાં વસતા રાનીપરજ લોકો માટે આ મથક ઘણું અનુકૂળ થઇ પડયું છે.

આટલાં કેવળ રાનીપરજ સેવકોનાં આશ્રમો ઉપરાંત નીચેનાં આશ્રમો અંશત: રાનીપરજની સેવા કરનારાં છે:

૮. સ્વરાજ આશ્રમ, મઢી (તા. બારડોલી). રાનીપરજનું કેટલુંક સૂતર અહીં વણાય છે, અને બીજા વર્ગોની સાથે કેટલીક રાનીપરજ વસ્તીમાં પણ રેંટિયાપ્રચાર આ આશ્રમથી થાય છે.

૯. સ્વરાજ આશ્રમ, સરભણ (તા. બારડોલી). અહીં પણ રાનીપરજનું સૂતર વણવાની વ્યવસ્થા છે.

૧૦. સત્યાગ્રહ છાવણી, કડોદ (તા. બારડોલી).

આ છાવણી પોતાને લાગેલ રાનીપરજ લત્તાને સંભાળે છે.

## ૩

## ખાસ મદદો

રાનીપરજમાં રેંટિયાનો માર્ગ સરળ કરવાના હેતુથી 'બારડોલી સ્વરાજ આશ્રમ સંઘ' તરફથી ખાસ મદદ આપવાની યોજના થયેલી છે તે હવે બતાવું:

૧. બારડોલી સ્વરાજ આશ્રમમાં બનતો પીત્તળનાં બ્રૅકેટવાળો છેલ્લી ઢબનો રેંટિયો રૂા. ૪-૪-૦માં તૈયાર થઇ શકે છે, તેની કિંમત રાનીપરજને માટે ફક્ત રૂા. ૩ ) રાખવામાં આવી છે.

૨. ઘરેઘરમાં પીંજણ વસાવવાનું બની શકે તે હેતુથી અને સ્ત્રીઓ અને બાળકો પણ તેના ઉપર સહેજે કામ કરી શકે તે હેતુથી પ્રથમની ભારે પીંજણોને બદલે હવે હળવી અને રૂ. ૨માં તૈયાર થાય તેવી પીંજણો બનાવવામાં આવી છે. આ પીંજણોની કિંમત રાનીપરજને માટે રૂ ૨ને બદલે માત્ર રૂા. ૧ રાખવામાં આવી છે.

૩. ચરખો દર નંગે રૂા. ૧ની ખોટ ખાઇને ચાલુ વર્ષમાં વેચવામાં આવતો. (૧૯૮૫માં એ રિવાજ બંધ કર્યો છે.)

૪. રૂની મોસમ વીતી ગયા પછી નવા રેંટિયા લેનારાઓને માત્ર ચાર આને શેરથી રૂ આપવામાં આવે છે,. જેથી તે રેંટિયો તરત ચાલુ કરી શકે.

નવો ખરીદાયેલો રેંટિયો તરત ફરતો કરવો હોય તો તેની પાછળ જ કાંતતાં અને પીંજતાં શીખવા દે એવો માણસ પહોંચી જ જવો જોઇએ. એ રીતે ઉપરનાં આશ્રમો તરફથી બની શકી તેટલી વ્યવસ્થા કરવામાં આવી હતી. પણ જ્યાં તેમ બની શકયું નથી ત્યાં રેંટિયો નવરો પડી રહ્યો છે એમ જોયું છે. નવા વર્ષમાં આ બાબતને વ્યવસ્થિત રીતે પહોંચી વળવાનો ઇરાદો રાખેલો છે.

## વણવાની વ્યવસ્થા

રેંટિયાની પ્રગતિમાં એક મોટામાં મોટી અને આવશ્યક મદદ એ છે કે કંતાયેલા સૂતરની ખાદી તરત વણાઇ જવી જોઇએ, અને તે બની શકે તેટલી સસ્તા દરે. 'બારડોલી સ્વરાજ આશ્રમ સંઘ' તરફથી મઢી અને સરભોણનાં આશ્રમોમાં અંત્યજ વણકરો વસાવીને રાનીપરજમાંથી અને બીજા વર્ગોમાંથી કંતાઇને આવતું સૂતર વણી આપવામાં આવે છે. તે જ સાથે રાનીપરજમાંથી જ વણકરો ઉત્પન્ન કરવાની યોજના પણ ચાલુ થઈ ચૂકી છે. તે પ્રમાણે વેડછી આશ્રમમાં છેલ્લાં બે વર્ષથી જુવાનિયાઓને વણાટ શીખવા રાખવામાં આવે છે.

## રાનીપરજ ઉદ્યોગશાળા

બારડોલી ખાતે પણ વણાટ, રંગાટ, સુથારી, વગેરે ઉદ્યોગો શીખવવા માટે રાનીપરજ ઉદ્યોગશાળા કાઢવામાં આવી છે, જે ચાલુ વર્ષની આખરમાં વેડછી સ્વરાજ આશ્રમમાં ખસેડવામાં આવી છે. ચાલુ વર્ષે

આ શાળામાં ૨૦ જેટલા વિદ્યાર્થીઓ હતા. તેમની સંખ્યા સં. ૧૯૮૫ની શરૂઆતમાં ૪૦ કરવામાં આવી છે, અને આગળ જતાં મોટી સંખ્યામાં તેમને રાખીને શીખવી શકાય તેવી યોજના ઘડાઇ રહી છે. આ ઉદ્યોગશાળા વિષે વિશેષ માહિતી પત્રિકાના પાછલા ભાગમાં આપીશું.

૪

## રાનીપરજ વણકરો

ચાલુ સાલમાં રાનીપરજ વણકરોની સંખ્યા ૪૨ જેટલે પહોંચી છે. તેમના સંબંધી શ્રી. ચુનીભાઇએ નીચેની વિગત ગઇ સાલના મુકાબલા સાથે તૈયાર કરી છે તે ધ્યાનમાં રાખવા જેવી છેઃ

| | સં. ૧૯૮૪માં | સં. ૧૯૮૩માં |
|---|---|---|
| કુલ વણકરો | ૪૨ | ૨૧ |
| કાયમ કામ કરનાર વણકરો | ૨૯ | ૧૨ |
| વણકરોની સામટી વાર્ષિક આવક | રૂ. ૨૩૮૮-૦-૯ | રૂ. ૧૭૩૭-૪-૦ |
| એકની સરેરાશ માસિક આવક | રૂ. ૯-૯-૦ | રૂ. ૧૨-૦-૦ |
| એકની સરેરાશ વાર્ષિક આવક | રૂ. ૫૬-૧૧-૦ | |

ચાલુ વર્ષમાં ગણાવેલા ૪૨ રાનીપરજ વણકરો પૈકી જે ૨૯ ભાઇઓ વણાટનો રીતસર ધંધો કરે છે તેમનામાંના

૮ વેડછી આશ્રમમાં સં. ૧૯૮૨–૮૩માં શીખેલા.
૭ વેડછી આશ્રમમાં સં. ૧૯૮૪માં શીખેલા,
૨ બારડોલી આશ્રમમાં શીખેલા, અને
૧૨ પોતાની મેળે શીખેલા છે.

―――
૨૯

૧૨ જુવાનિયાઓ કંઇ ને કંઇ કારણસર શીખીને વણાટને ધંધે વળગ્યા નથીઃ

૧ ગુજરી ગયો
૩ ખેતીના કામે લાગ્યા
૧ વણાટ હાથે ન બેઠું

૬ બીજા ધંધે લાગી ગયા
૧ માંદો હોવાથી

૧૨

નિવેદનના વર્ષમાં રાનીપરજે કુલ ૫૨૪૦ રતલ સૂતર કાંત્યું, તે પૈકી મોટા ભાગને — ૩૨૨૧ રતલ સૂતરને—રાનીપરજ વણકરો જ પહોંચી વળી શક્યા છે.

## વણકરને મદદ

વણકરોને વણકરીની દર વીસીએ દર વારની ૫ પાઈ પ્રમાણે ગયા વર્ષમાં આપવામાં આવી હતી. વણાવનારાઓને મોંઘું ન પડે એટલા માટે તેમની પાસેથી આમાંથી દર વીસીએ દર વારે માત્ર ૦-૦-૩ જ લેવામાં આવે છે, અને બાકીની ૨ પાઇ આશ્રમ તરફથી ખાસ મદદની આપવામાં આવે છે. જેમ જેમ વખત જશે તેમ તેમ સૂતર સુધરતું જશે, અને વણકર સહેલાઇથી પોતાનો દર ઊતારતો જઈ શકશે, એવા ખ્યાલથી ગુજરાત ખાદી મંડળે આ ખાસ મદદની યોજના ઘડી હતી. તે મુજબ શરૂઆતમાં દર વીસીએ દર વારે ૬ પાઈ પ્રમાણે મદદ અપાતી, ચાલુ વર્ષે ૫ પાઈ, એમ દર વર્ષે એકેક પાઇ કાપતાં ૩ વર્ષે મદદ બંધ થાય. [સં. ૧૯૮૫ના નવા વર્ષમાં આ યોજના પ્રમાણે એક પાઇ ન ઘટાડતાં ૦॥ પાઈ જ કાપવામાં આવી છે:]

## વણકર વિદ્યાર્થીને ટેકો

નવા વણકરોને વણાટ પૂરું હાથ પર બેસતાં કેટલાંક વર્ષો લાગે, અને ત્યાં સુધી તેમને ખાસ ટેકો આપવો જરૂરી લાગવાથી ગુજરાત ખાદી મંડળે નવા વણકરને ૫ વર્ષ સુધી ટેકો આપવાની યોજના અમલમાં મૂકી છે. તે મુજબ જો નવો વણકર મહિને ઓછામાં ઓછા ૩૦ ચોરસ વાર વણે તો તેને વણકરી ઉપરાંત નીચે પ્રમાણે ખાસ શિષ્યવૃત્તિ આપવામાં આવે છેઃ

| | | | |
|---|---|---|---|
| પહેલે | વર્ષે | માસિક | રૂા. ૫ |
| બીજે | વર્ષે | ,, | રૂા. ૪ |
| ત્રીજે | વર્ષે | ,, | રૂા. ૩ |

એમ દર વર્ષે એક એક રૂપિયો ઘટીને પાંચ વર્ષે મદદ બંધ થાય.

ગુજરાત ખાદી પ્રચારક મંડળની આ બન્ને યોજનાઓ 'બારડોલી સ્વરાજ આશ્રમ સંઘે' ચાલુ રાખી છે.

## રાનીપરજ વણકરની આમદાની

કાયમ કામ કરનાર વણકરોની સરેરાશ માસિક આવક રૂ.૯-૯-૦ આવી એ ઉપર બતાવી દીધું છે. હવે એમાંના વધારે ઉદ્યોગી વણકરોના આંકડા લઇએઃ

### સારા વણકરો

| નામ | ગામ | વર્ષની આવક | કેટલા માસ કામ કર્યું | સરેરાશ માસિક આવક |
|---|---|---|---|---|
| દેવજી હાંસજી | બીલખડી | ૨૧૬-૧૫-૩ | ૧૧ | ૧૯-૧૧-૬ |
| હાંસજી નરસી | વેડછી | ૧૫૫-૦-૦ | ૧૧ | ૧૪-૧-૦ |
| નસરવાન ગાજણિયા | મવરિયા | ૧૨૫-૭-૯ | ૯ | ૧૩-૧૫-૦ |
| કેસરી સોમાભાઇ | વેડછી | ૭૭-૪-૦ | ૬ | ૧૨-૧૪-૦ |
| રણછોડ હીરાભાઇ | ખરવાણ | ૧૧૪-૩-૯ | ૯ | ૧૨-૧૧-૦ |
| નાથુભાઇ વસ્તા | કલકવા | ૧૪૬-૧૪-૦ | ૧૨ | ૧૨-૩-૯ |
| કોલા દેવિયા | સગરામપુરા | ૧૪૪-૨-૯ | ૧૨ | ૧૨-૦-૦ |

## રાનીપરજ વણકરના ખાસ સંજોગ

આ વણકરોની કમાણીને ધંધાદારી અંત્યજોની કમાણી સાથે સરખાવનારાઓએ એમની એક વિશેષતા લક્ષમાં રાખવી પડશે. અંત્યજ વણકરની આવકમાં તેના કુટુંબનો પણ હિસ્સો હોય છે, કારણ કે તાણી પૂરવાનું, કોકડાં ભરવાનું, પવાયતનું, વગેરે કામોમાં તેને ઘરનાં માણસોની પૂરી મદદ હોય છે, એથી વણકરનો એક તાકો સાળ ઉપરથી ઊતરે કે તરત તેને માટે નવો તાણો તૈયાર પડેલો હોય છે. રાનીપરજ વણકરોનું તેમ નથી. રાનીપરજનો મુખ્ય ધંધો ખેતીનો હોવાથી એક જણ સિવાય કોઈ પોતાના કુટુંબની મદદ વણાટના કામમાં મેળવી શકયા નથી. એટલું જ નહિ પણ ખેતીની ખરી તકોની વેળાએ આ વણકરોને પોતાની સાળ છોડીને ખેતીના કામમાં પણ વખત આપવો પડે છે.

રાનીપરજ વણકરોને તેમના આ ખાસ સંજોગમાં અનુકૂળ થઈ પડે એટલા માટે આંટીપવાયતની રીતે પવાયત કરતાં શીખવવામાં આવે છે. આ રીતમાં કૂચડાથી કાંજી ન ચઢાવતાં દરેક આંટીને કાંજીમાં બોળી કોકડાં ભરવામાં આવે છે અને તેના ઉપરથી જ તાણી પૂરવામાં આવે છે.

## ૫

# રેંટિયાની પ્રગતિ

## રેંટિયા વગેરેનું વેચાણ

હવે આપણે રેંટિયાની પ્રગતિ ઉપર આવીએ. ચાલુ વર્ષમાં રાનીપરજમાં જુદાંજુદાં આશ્રમોથી ૩૬૨ રેંટિયા, ૧૧૦ પીંજણ, ૨૯ ચરખા અને ૬ સાળ વેચાયાં હતાં. નીચેના કોઠામાં તેનું આશ્રમવાર પૃથક્કરણ કર્યું છે:

| | વેચાયેલો સરંજામ | | | |
|---|---|---|---|---|
| આશ્રમ | રેંટિયા | પીંજણ | ચરખા | સાળ |
| વેડછી | ૧૩૮ | ૭૪ | ૧૨ | ૪ |
| પૂના (મહુવા) | ૯૪ | ૩૨ | ૧૬ | ૨ |
| મઢી | ૫૭ | ... | ... | ... |
| શઠવાવ | ૫૫ | ૪ | ૧ | ... |
| કુંભિયા | ૧૮ | ... | ... | ... |
| કુલ | ૩૬૨ | ૧૧૦ | ૨૯ | ૬ |

## રેંટિયો—તાલુકાવાર

હવે આ વેચાણ પૈકી ૩૬૨ રેંટિયાઓના વેચાણને તાલુકાવાર પૃથક્કરણ કરીને ગોઠવવામાં આવે છે:

| | વેચાણનાં મથકો | | | | |
|---|---|---|---|---|---|
| તાલુકા | વેડછી | મઢી | પૂના | શઠવાવ | કુંભિયા |
| બારડોલી | ૫૦ | ૫૨ | ૩ | ... | ૧૭ |
| મહુવા | ૫ | ... | ૮૨ | ... | ૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| વ્યારા–વાંસદા | ૮૩ | ૩ | ૯ | ... | ... |
| માંડવી–માંગરોળ | ... | ૧ | ... | ૫૫ | ... |
| સોનગઢ | ... | ૧ | ... | ... | ... |
| કુલ | ૧૩૮ | ૫૭ | ૯૪ | ૫૫ | ૧૮ |

## રેંટિયાના ૪ વર્ષના આંકડા

ઉપર જણાવેલા રેંટિયા તથા બીજા સરંજામવેચાણના ચાલુ વર્ષના આંકડા સાથે પાછલાં ૩ વર્ષના વેચાણની સરખામણીનો કોઠો હવે આપીએ :

| વેચેલો સરંજામ | સં. ૧૯૮૪ | સં. ૧૯૮૩ | સં. ૧૯૮૨ | સં. ૧૯૮૦-૮૧ |
|---|---|---|---|---|
| રેંટિયા | ૩૬૨ | ૬૧૨ | ૭૦ | ૩૮૮ |
| પીંજણ | ૧૧૦ | ૩૨ | ૨૫ | ૧૪ |
| ચરખા | ૨૯ | ૩૦ | ૧૪ | ૨૩ |
| સાળ | ૬ | ૨ | ૩ | ૧ |

## પ્રગતિ કેમ ઘટી ?

આ સરખામણીમાં અને હવે પછી જે વણાટને લગતી સરખામણી આપવામાં આવશે તે પરથી જોઈ શકાશે કે ચાલુ વર્ષમાં અગાઉના વર્ષને મુકાબલે કામ ઓછું ઊતરેલું છે. ચાલુ વર્ષમાં ગુજરાતમાં જળપ્રલયની આફત આવી તેમાં રાનીપરજ સેવકોએ ચારથી છ માસ સુધી ભાગ લીધો હતો. પાછળથી બારડોલીમાં સત્યાગ્રહની લડત જામતાં તેમાં પણ તેમણે ભાગ લીધો. આ કારણથી રેંટિયાના કામને તેમનો પૂરો વખત મળી શક્યો નહિ. સં. ૧૯૮૩માં ખાનપુર ખાતે ગાંધીજીના પ્રમુખપદે રાનીપરજ પારષદ ભરાયેલી ત્યારે આ પરિષદમાં ગાંધીજીની સામે પોતાની જ ખાદીમાં હાજર થવું એવી સૂચના કરવામાં આવેલી. પ્રજાએ તેને ઉત્સાહથી વધાવી લીધેલી. અને કાર્યકર્તાઓએ તે યોજના સફળ કરાવવા ખૂબ મહેનત લીધી હતી. આ વર્ષની રાનીપરજ પરિષદ પૂના મુકામે સરદાર વલ્લભભાઇ પટેલના પ્રમુખપણા નીચે મળી ત્યારે બારડોલી સત્યાગ્રહનો જંગ પૂર બહારમાં ચાલતો હતો, અને કાર્યકર્તાઓ પરિષદની અને નાના સરખા રેંટિયાપ્રદર્શનની ગોઠવણ પણ માંડમાંડ કરી શક્યા હતા.

૬

# રાનીપરજે કેટલું કાંત્યું ?

ચાલુ વર્ષમાં રાનીપરજે **૫૨૪૦ રતલ** સૂતર કાંતીને તેની ખાદી વણાવી. જેમાંથી

| | | | | |
|---|---|---|---|---|
| | વેડછીમાં | ૨૫૯૯॥ | રતલ | આવ્યું |
| | સરભણમાં | ૫૮૭ | ,, | ,, |
| | મઢીમાં | ૭૪૯ | ,, | ,, |
| અને | પૂનામાં | ૧૩૦૪॥ | ,, | ,, |

## ૧૯૮૩–૮૪ના સૂતરની સરખામણી

આ બધું સૂતર કાંતનાર ૧૧૮ ગામોમાં ૭૧૧ કુટુંબો જુદાજુદા તાલુકાઓમાં કેવી રીતે વહેંચાયેલાં છે તે નીચેના કોઠામાં જણાશે. સાથે આગળના એક વર્ષની સરખામણી પણ બતાવી છે :

| | સં. ૧૯૮૪ | | | સં. ૧૯૮૩ | | |
|---|---|---|---|---|---|---|
| કયા તાલુકામાં કંતાયું ? | કાંતનાર ગામો | કાંતનાર કુટુંબો | સૂતર રતલ | કાંતનાર ગામો | કાંતનાર કુટુંબો | સૂતર રતલ |
| બારડોલી | ૨૯ | ૧૮૧ | ૧૩૫૯ | ૨૫ | ૧૯૬ | ૧૫૯૫॥ |
| વ્યારા | ૩૬ | ૨૦૯ | ૧૩૧૧॥ | ૩૭ | ૨૯૮ | ૧૯૪૪ |
| મહુવા | ૩૫ | ૨૬૩ | ૨૧૧૧॥ | ૩૬ | ૪૮૯ | ૪૧૭૪॥। |
| સોનગઢ | ૧ | ૧ | ૬॥ | ૨ | ૭ | ૩૮॥। |
| માંડવી-માંગરોળ | ૧૭ | ૫૭ | ૪૫૧॥ | ૧૯ | ૭૨ | ૫૮૬ |
| **કુલ** | **૧૧૮** | **૭૧૧** | **૫૨૪૦** | **૧૧૯** | **૧૦૬૨** | **૮૩૩૯** |

આ ૧૧૮ ગામોનાં નામો અને દરેક ગામમાં વર્ષ દરમ્યાન કેટલું સૂતર કંતાયું એનું પત્રક આ પત્રિકાને છેડે 'રેંટિયાનો વિસ્તાર એવા' મથાળા નીચે આપવામાં આવ્યું છે.

## સૂતરની જાત

આ સૂતર સંબંધી પ્રકરણ પૂરૂં કરતાં પહેલાં તેની જાતમાં સંતોષકારક સુધારો થતો રહ્યો છે તેની નોંધ કરવી જરૂરી છે. રાનીપરજમાં કંતાતું સૂતર વણકરો હમેશાં પસંદ કરે છે. તેમના રૂની જાત લાંબા રેસાવાળી હોવાનું એક કારણ તેમાં છે જ. પરંતુ તે ઉપરાંત તેઓ કોઈ પીંજારાઓ પાસે પીંજાવતા નથી, પણ જાતે જ પીંજી લે છે એ પણ મુખ્ય કારણ ગણવું જોઇએ. શીખાઉ વણકરો પણ મોટે ભાગે આ સૂતર બગાડયા વગર વણી શકે છે.

## આશ્રમવાર સૂતર

ચાલુ વર્ષમાં કંતાયેલા સૂતરની આટલી વિગત જાણ્યા પછી હવે છેલ્લાં ૫ વર્ષ દરમ્યાન જુદાંજુદાં આશ્રમોને દફતરે કેવી રીતે સૂતરની ચટઊતર નોંધાઇ છે તે જાણવું રસદાયી થઇ પડશે:

| આશ્રમ | સં. ૧૯૮૦ | સં. ૧૯૮૧ | સં. ૧૯૮૨ | સં. ૧૯૮૩ | સં. ૧૯૮૪ |
|---|---|---|---|---|---|
| વેડછી | ૧૬૩ | ૮૩૦ | ૨૧૦૨ | ૪૭૬૦၊ | ૨૫૯૯၊ |
| સરભોણ | ... | ... | ૨૧૧ | ૨૦૪૮॥ | ૫૮૭၊ |
| બારડોલી | ... | ... | ૩૭૫ | ૧૦૦૬॥၊ | ... |
| મઢી | ... | ... | ... | ૫૨૩॥ | ૭૪૯ |
| પૂના | ... | ... | ... | ... | ૧૩૦૪.၊ |
| કુલ રતલ | ૧૬૩ | ૮૩૦ | ૨૬૮૮ | ૮૩૩૯ | ૫૨૪૦ |

## રેંટિયો ખેતીનો સાથી

રાનીપરજમાં હજુ સુધી કોઇ કંતામણની મજૂરી લઇને કાંતનાર નીકળ્યું નથી, અને તેવી જાતના કાંતવાને કાર્યકર્તાઓએ ઉત્તેજન પણ આપવાની જરૂર માની નથી. લોકો પોતાના ખેતીના ઉદ્યોગ સાથે જ ફુરસદના વખતમાં રેંટિયો ચલાવે છે, અને ઘણાં કુટુંબોને બજાર-માંથી દેશી કે પરદેશી કપડું ખરીદ કરવું પડતું નથી. આવી વસ્તુ-સ્થિતિ હોવાથી કાર્યકર્તાઓનું એક અગત્યનું કામ એ હોય છે કે

થાકોનાં ખેતરોમાં જ્યારે નવો કપાસ ઊતરવાની તૈયારી હોય તે ટાંકણું બરાબર સાચવવું, અને ગામોગામ ફરીને, ખાસ કરીને રેંટિયાવાળાઓની અંગત મુલાકાત લઇને, તેમને આખા વર્ષને માટે કુટુંબની જરૂરિયાત પૂરતો કપાસ સંઘરવાને સમજાવવા. આ તક જો સાચવી ન શકાય, અને આજ વર્ષમાં તે સાચવી શકાઇ નહોતી, તો રાનીપરજ જેવા ગરીબ અને મોટે ભાગે દેવાદાર એવા ખેડૂતો નાણાંની સંકડામણને લીધે બધો જ કપાસ વેચી બેસે, અને પછી આખું વરસ તેમનો રેંટિયો કપાસ વગર ભૂખે મરે, અને તેમને જરૂરનાં કપડાં માટે વ્યાજે નાણાં કાઢવાં પડે.

## ૭

# કાર્યપદ્ધતિ

## ચુનીભાઇની નોંધપોથી

કયા ગામમાં કોને કોને ઘેર રેંટિયા છે એ બતાવનારી નોંધપોથી શ્રી. ચુનીભાઇ છેલ્લાં ત્રણ વર્ષથી રાખતા આવ્યા છે, અને તેવી જ નોંધપોથીઓ બીજાં મથકોના કાર્યકર્તાઓ પણ હવે રાખવા લાગ્યા છે. આ પોથી ઉપરથી કપાસની મોસમમાં કયે ગામે અને કઇ છાપરીએ સ્વયંસેવકે પહોંચવું જોઇએ એ તરત સમજી શકાય છે. નોંધપોથીમાં કેટલીક બીજી પણ રસિક અને ઉપયોગી વિગતો પૂરવામાં આવે છે. તેમાં છેલ્લાં કેટલાંક વર્ષોમાં તે તે ખેડૂતે કેટલું કાંત્યું તેના આંકડા મૂકેલા હોય છે, અને જો તેમાં તે ઉત્તરોત્તર ઊતરતો જતો માલૂમ પડે તો મુલાકાત વખતે તેનાં કારણ શોધી તેને કાંતવાનું ઉત્તેજન આપવાનું ફાવે. તે ઉપરાંત મુલાકાત વખતે તેના ઘરમાં કેટલું સૂતર છે, કેટલું રૂ છે, કેટલો કપાસ સંઘરવાનું તેણે કબૂલ કર્યું છે, વગેરે વિગતોનાં ખાનાં રાખવામાં આવે છે. વણાટશાળામાં સૂતરનાં પોટલાં આવતાં ઓછાં થાય તો આ નોંધપોથીને આધારે કયે ગામે સૂતર માટે દોડી પહોંચવું તે સ્વયંસેવક સમજી શકે છે, અથવા કયા ગામમાં રૂ હોવા છતાં સૂતર

કંતાતું નથી તે પણ તેને સમજાઇ જાય છે, અને મંદ પડેલા કાંતનારને જાગૃત કરવા માટે તે પ્રયત્નશીલ રહી શકે છે. દરેક નામની સામે જ્યારે જ્યારે તેની મુલાકાત લેવામાં આવી હોય ત્યારે ત્યારે સ્વયંસેવક તારીખ અને પોતાનો શેરો પૂરે છે. આમ આ નોંધપોથી રેંટિયાનું કામ કરનાર સ્વયંસેવકની શતદિવસની સાથી જેવી છે, અને તેને માટે તે આંખનાં ચશ્માં જેવી છે.

## અધૂરી રહેલી યોજના

ચાલુ વર્ષમાં સૂતરની જાત સુધારવા માટે જે ધારણા શ્રી. ચુનીભાઇ અને બીજા રાનીપરજ સેવકોએ રાખી હતી તેનો પણ રેલસંકટ વગેરે કાર્યોમાં તેઓ રોકાવાને લીધે આ વર્ષે અમલ થઇ શક્યો નથી. તેમની ધારણા સૂતરનો આંક ચઢાવવાનું ઉત્તેજન આપવાની હતી. એને માટે એમ નક્કી કર્યું હતું કે ઊંચા આંકનું અને કસદાર સૂતર કાંતવા માટે ઇનામો જાહેર કરવાં અને જેમના નમૂના સૌથી શ્રેષ્ઠ માલૂમ પડે તેમને તે ઇનામો વહેંચી દેવાં. ચાલુ વર્ષમાં તેવાં ૪૫ ઇનામો આપવાની યોજના જાહેર કરી હતી, પણ તેનો અમલ થઇ શક્યો નથી.

## રેંટિયાપ્રદર્શન

સૂતરનો આંક જેમ જેમ ચઢતો જશે તેમ તેમ કાંતનારાઓ ઘરખપની ખાદી ઉપરાંત વધારે ખાદી ઉત્પન્ન કરવાને લલચાતા જશે, અને એમ કરતાં તેઓ ગુજરાતની ખાદીની જરૂરિયાતને પહોંચી વળવામાં પોતાનો ફાળો આપી શકે. આ હેતુ બર લાવવા માટે સારાં અને ખરાબ સૂતરો, સારી અને ખરાબ ખાદી, કાંતવા, પીંજવા, વણવાની જુદીજુદી ક્રિયાઓ, વગેરે બતાવનારાં પ્રદર્શનો વર્ષ દરમ્યાન જુદેજુદે વખતે જુદાજુદા ભાગોમાં ભરવાની આવશ્યકતા છે. આજ સુધી તેવાં પ્રદર્શનો માત્ર વાર્ષિક પરિષદને પ્રસંગે ભરાતાં. એ બાબતમાં શ્રી. ચુનીલાલ મહેતા નવા વર્ષમાં સંગીન તૈયારી કરવા ધારે છે.

## કસ ચઢાવવા માટે

વળી વણવા માટે લોકો સૂતર લઈ આવે ત્યારે વણાટશાળા તરફથી તેને તેના સૂતરનો કસ કાઢીને બતાવવામાં આવે એવો વહીવટ પણ

શરૂ કરવાનો વિચાર રાખવામાં આવ્યો છે. રાનીપરજને રેંટિયા સૂતરનું શાસ્ત્ર લખાણો દ્વારા શીખવી શકાય તે કરતાં આમ પ્રસંગોપાત્ત નજરે બતાવીને જ શીખવી શકાય.

## ૮

# નવાં મકાનો

ચાલુ વર્ષ દરમ્યાન વેડછી આશ્રમમાં બે મકાનો ઊભાં કરવામાં આવ્યાં છે. આ આશ્રમના આરંભના વર્ષમાં શ્રી. ચુનીલાલ મહેતાને વેડછીના શ્રી. જીવણભાઇ બાબર ચોધરીએ પોતાના ઘરમાં આશ્રય આપ્યો હતો, અને બીજે વર્ષે ભાઇ રામજી ચીમટાના ઘરમાં તેમનો સહકુટુંબ વસવાટ રહ્યો હતો ત્યાર પછી પ્રવૃત્તિ વધતાં એક નાનું મકાન વેડછીના વૃદ્ધ અને રેંટિયાભક્ત ખેડૂત રૂપલા અગરાએ પોતાની જમીન ઉપર બાંધી લેવા દીધું હતું. તે પછી સં. ૧૯૮૩ માં એમની જ પાસેથી આશ્રમનાં કાયમી મકાનો બાંધવા સારૂ ૩ાા વીઘાં જમીન ખરીદવામાં આવી, અને સં. ૧૯૮૪માં તેના ઉપર બે મકાનો બાંધવામાં આવ્યાં. પાછળથી ચાલુ વર્ષની આખરમાં વેડછી આશ્રમમાં રાનીપરજ ઉદ્યોગશાળા ખસેડીને ખીલવવાનું નક્કી થતાં આશ્રમની આસપાસની ૨૬ વીઘાં વધારે જમીન ખરીદવામાં આવી છે. તેના ઉપર યથાકાળે જરૂર પ્રમાણેનાં મકાનો કરવાની તજવીજ ચાલી રહી છે. દરમ્યાન વિદ્યાર્થીઓના અને કાર્યકર્તાઓના વસવાટ માટે, રસોડાં માટે અને સાળો માટે કામચલાઉ માંડવાઓ તૈયાર કરી લેવામાં આવ્યા છે.

આ જ વર્ષ દરમ્યાન મહુવા તાલુકાના ગામ પૂનામાં પણ એક કાયમી મકાન બાંધી આશ્રમ નાંખવામાં આવ્યું છે. આ આશ્રમ પ્રથમ બારતાડ ગામે સ્વયંસેવક કીકાભાઇ રણછોડભાઇએ પોતાના ઘરમાં જ ચાલુ કરેલું, પણ પાછળથી પૂનાના ઉત્સાહી ભાઇઓના આગ્રહથી, એક ધૂળિયા ખેડૂતે આશ્રમ માટે ૨ વીઘાં જમીન ભેટ આપવાથી, અને પૂના એ મહુવા તાલુકાનું મધ્યસ્થ ગામ છે એમ જોઇને આશ્રમ ત્યાં લઇ જવામાં આવ્યું હતું.

## ૯

# રેંટિયાનો સ્થૂળ લાભ

રાનીપરજ લોકોએ કાંતવા અને વણવાનું જેટલું કાર્ય સં. ૧૯૮૪ના વર્ષમાં કર્યું તેનું જમાઉધારનું રસભર્યું સરવૈયું શ્રી. ચુનીભાઇએ ઘડી કાઢ્યું છેઃ

### સંવત ૧૯૮૪ની રેંટિયાની એક વરસની કમાણી નફાતોટાનું તારણ

**જ**

૬૧૮૯-૧૨-૦ સૂતર રતલ ૫૨૪૦ કંતાયું તેની ખાદી ચો. વાર ૧૪૧૭૮ થઈ તેના દર વારે ૦।≡ મુજબના

૪૫૯-૮-૦ કપાસિયા મણ ૨૬૨ ના દર રૂ. ૧॥। લેખે કપાસ મણ ૩૯૩ સંઘરાયો તેમાંથી નીકળ્યા તે

૨૩૮૮-૦-૦ રાનીપરજ વણકરોની કમાણી

  ૧૬૪૨-૦-૦ સૂતર રતલ ૩૩૨૧ વણ્યું તેની ખાદી ચો. વાર ૮૭૫૫ થઇ તેની વણકરી

  ૭૪૬-૦-૦ વણકરી મદદ

૯૦૩૭-૪-૦

**ઉ**

૨૭૫૧-૦-૦ કપાસ મણ ૩૯૩ સૂતર કાંતવા ઘરમાં સંઘર્યો તેની કિંમત દર રૂ. ૭ મુજબ

૧૫૪૭-૭-૦ વણકરીના ખર્ચાયા ખાદી ચો. વાર ૧૪૧૭૮ વણાવી તેના દર ચો. વાર રૂ. ૦)–॥। મુજબ

૪૨૯૮-૭-૦

૪૭૩૮-૧૩-૦ ચોખ્ખો નફો

૯૦૩૭-૪-૦

નફાતોટાનું આવું તારણ સં. ૧૯૮૩ને માટે પણ કાઢવામાં આવેલું તેને આ પ્રસંગે આ સરવૈયાની સાથે સંભારવું યોગ્ય થઈ પડશેઃ

| | સં. ૧૯૮૪માં | સં. ૧૯૮૩માં | બન્ને વર્ષનું |
|---|---|---|---|
| ખાદી બની | ૬૧૮૯-૧૨-૦ | ૯૧૨૨-૦-૦ | ૧૫૩૧૧-૧૨-૦ |
| રાનીપરજ વણકરોની કમાણી | ૨૩૮૮-૧૩-૦ | ૧૭૩૧-૪-૦ | ૪૧૧૯-૪-૦ |
| ચોખ્ખો નફો | ૪૭૩૮-૧૩-૦ | ૫૨૨૪-૦-૦ | ૯૯૬૨-૧૩-૦ |

## સરવૈયાનો સારાંશ

આ સરવૈયા પરથી જોઈ શકાશે કે રાનીપરજ કાંતનારાઓ અને વણનારાઓએ મળીને એક વર્ષમાં રૂ. ૪,૭૩૮-૧૩-૦ નો ચોખ્ખો નફો પેદા કર્યો છે. આ નિવેદન વાંચનારને યાદ હશે કે આ આખી પ્રવૃત્તિમાં ૭૧૧ કાંતનાર કુટુંબો અને ૨૯ વણકરો એમ મળીને ૭૪૦ કુટુંબોએ ફાળો આપેલો છે. એટલે જો તે બધાંની કમાઇની સરેરાશ કાઢીએ તો દર કુટુંબને ભાગે વાર્ષિક રૂ. ૬-૫-૮ જેટલું આવે. જે દેશમાં વાર્ષિક આવક સરાસરી રૂ. ૨૪ જેટલી ગણાય છે ત્યાં આટલો વધારો પણ સંતોષ લેવાનું કારણ આપે છે. પણ રાનીપરજ સેવકો તેવો સંતોષ લેવા ખુશી નથી. તેઓ જાણે છે કે સં. ૧૯૮૪માં રાનીપરજ પ્રદેશમાં ૧૪૩૨ રેંટિયાઓ નોંધાયેલા અને તે ઉપરાંત વગર નોંધાયેલા ગણતાં ૧૫૦૦ જેટલા રેંટિયા છે. તેટલાને ભાગે સૂતર ૫૨૪૦ રતલ ઊતર્યું છે. એટલે કે એક રેંટિયાએ સરેરાશ માત્ર ૩॥ રતલ જ સૂતર આપ્યું. આનો સીધો અર્થ એ છે કે કેટલાક રેંટિયાઓ બિલકુલ નવરા રહ્યા છે, અથવા બહુ ઓછા ફરે છે. તે બધાને ફરતા કરવા એ સ્વયંસેવકોનાં ઉદ્યોગ અને આવડત ઉપર આધાર રાખે છે.

## ૧૦

# સારા કાંતનારાઓ

આ નિવેદનને છેડે કેટલાક સારી પેઠે કાંતનાર રાનીપરજ ખેડૂતોનાં નામોની યાદી આપું છું. શ્રી. ચુનીભાઇએ તેમના કાંતનારાઓના

દફતરમાંથી ચાલુ વર્ષમાં જેમણે વધારે પ્રમાણમાં, એટલે કે અડધો મણથી ઉપરનું સૂતર કાંત્યું છે તેમનાં નામ તારવી કાઢીને આ યાદી બનાવી છેઃ

| નામ | ગામ | ખેડેલી જમીન વીઘાં | ૧૯૮૪માં કાંતેલું સૂતર રતલ | ૧૯૮૩માં કાંતેલું સૂતર રતલ |
|---|---|---|---|---|
| રણછોડભાઇ ચીમટાભાઈ | ટોકરફળિયું | ૮૧ | ૯૩॥= | ૭૬ |
| કલ્યાણભાઇ મુંડિયાભાઇ | સગરામપરા | ૨૦૦ | ૬૨॥ | ૭૬ |
| પાંચિયાભાઈ દેવિયાભાઇ | બેડકુવાદૂર | ૧૫૦ | ૫૧।= | ૫૧। |
| સોમાભાઈ બાબરભાઇ | વેડછી | ૪૫ | ૪૭)= | ૬૭ |
| વલભાભાઈ જાગરિયાભાઇ | બેડા | હ.ળી છે. | ૪૧।= | ૧૯)= |
| હીરાભાઇ ફોલધાભાઈ | પૂના (મહુવા) | | ૪૦। | |
| રણછોડભાઇ જમનાભાઇ | બારતાડ | ૩૦ | ૩૭।= | ૩૭। |
| ગામતાભાઈ સોમલાભાઇ | કુલી | ૬૦ | ૩૪॥= | ૩૮ |
| સરડાભાઈ નેવાભાઈ | પૂના (માંડવી) | | ૩૨॥।= | |
| દેવજીભાઇ સુલાભાઇ | ખરવાણ | | ૩૨॥ | ૯। |
| ઉકાભાઈ ઝીણાભાઇ | ,, | | ૩૦॥≡ | ૨ |
| રૂમસીભાઇ ભીખાભાઇ | જેસીંગપોર | | ૨૮ | ૧૦॥= |
| સુખાભાઇ કેશવભાઇ | દાદરિયા | ૪૦ | ૨૮। | ૨૪)= |
| છગદાભાઇ લાલાભાઇ | કુલી | ૧૫ | ૨૭॥।= | ૧૫)= |
| નારસિંગભાઈ ઉગદાભાઈ | મવરિયા | ૧૦૦ | ૨૭। - | ૪૦ |
| ગોપલાભાઈ વેસ્તાભાઇ | ,, | ૪૫ | ૨૬। | |
| હરજીભાઇ વેલજીભાઈ | માળીસાદડા | ૩૫ | ૨૫॥।- | ૩૫॥ |
| બાબરભાઇ છીબાભાઈ | પૂના (મહુવા) | ૬૦ | ૨૫)= | ૪૬ |
| વાઘલાભાઈ ઘેલાભાઈ | પૂના (માંડવી) | | ૨૩॥।= | |
| લલ્લુભાઇ વસનાભાઈ | ખરવણ | | ૨૨ | |
| મદારીભાઈ મથુરભાઈ | દાતરડી | | ૨૦। | ૩૨॥ |
| ગુરજીભાઇ કલિયાભાઈ | મવરિયા | | ૨૦)= | |

# ૧૧
# ભવિષ્યના વર્ષની આશા

સં. ૧૯૮૪ ના વર્ષના કામનો અહેવાલ ઉપર પ્રમાણેનો થયો. હવે સં. ૧૯૮૫ નું આવતું વર્ષ રાનીપરજ સેવકને માટે ભારે આશાઓથી ભરેલું અને તેની બધી શક્તિઓને કસોટીએ ચઢાવે એવું નીવડવાનો પૂરો સંભવ છે. બારડોલી સત્યાગ્રહે બારડોલીની જ નહિ પણ આખી જ રાનીપરજમાં જાગૃતિ મૂકી છે. તેઓ દૂર દૂરના ભાગોમાં પણ તેમનાં બધાં દુઃખોનાં મૂળ એવાં દારૂ અને તાડીને છોડવા લગ્યા છે. મદ્યપાનનિષેધ સામે દારૂના વેપારીઓ અને સરકારી નોકરો તરફથી જેમ જેમ તેમને કનડગત ખમવી પડે છે તેમ તેમ તેમનું ચેતન વધારે ને વધારે જામતું જાય છે. દારૂ છોડીને તાજા જ પાવન થયેલા રાનીપરજ લોકોનાં ટોળાં દસદસ પંદરપંદર ગાઉ ચાલીને વેડછી આવે છે, અને પોતાના ભાગ્યવિધાતા સમા રેંટિયાને માથે ઊંચકીને રાતોરાત પાછા પહોંચી જાય છે. એ અપૂવ દેખાવ વેડછી આશ્રમમાં વખતોવખત જોવામાં આવે છે. એ ચેતનનો લાભ લેવો, તાજા શુદ્ધ થયેલાં હજારો રાનીપરજ કુટુંબોમાં રેંટિયો પહોંચાડવો અને શીખવવો એ નાનુંસનું કામ નથી.

શ્રી. ચુનીભાઈની ધારણા વિશેષમાં એવી પણ છે કે કેટલાંક ગામોમાં અને કેટલાંક કુટુંબોમાં એવો પ્રયત્ન કરવો કે તેઓ પોતાને જરૂર-જોગું બધું કાપડ ઘરના જ સૂતરમાંથી કરી લે. બહારથી એક પાઈનું પણ કાપડ ખરીદ ન કરવાની ટેક લે.

શ્રી. વલ્લભભાઇની બારડોલીમાં હાજરી એ હવે પછીની રાનીપરજમાં ચાલતી તેમજ બીજી બધી જ પ્રવૃત્તિઓમાં અપાર વેગનો સંચાર કરનારી છે. રાનીપરજમાં કામ કરનારાઓ નમ્રભાવે આશા રાખે છે કે તેઓ એ વેગની સાથે ચાલી સરદારને અને કામને લાયક નીવડે.

# રાનીપરજ ઉદ્યોગશાળા

## ઉદ્દેશ

ઉપરના નિવેદનમાં **રાનીપરજ ઉદ્યોગશાળાનો** ઉલ્લેખ આવી ગયો. તે સંવત ૧૯૮૨ની રેંટિયા બારસને દિવસે બારડોલી સ્વરાજ આશ્રમમાં રાનીપરજ કોમના નવયુવકોને કામ અને દેશની સેવાની તાલીમ આપવાના ઉદ્દેશથી ખોલવામાં આવી હતી.

## પ્રથમ ટુકડી

પ્રથમ દાખલ થયેલી વિદ્યાર્થીઓની ટુકડી તેના બે વર્ષના કાર્યક્રમમાં ઔદ્યોગિક અને બૌદ્ધિક શિક્ષણ મેળવવા ઉપરાંત કેટલીક અતિ કિંમતી અનુભવ મેળવવાને ભાગ્યશાળી થઈ છે. ગઇ સાલના જળપ્રલય સમયે તેમણે પોતાના શિક્ષકોની સાથે વડોદરાની આસપાસના સંકટગ્રસ્ત ભાગોમાં ચારથી છ માસ રહીને સંકટનિવારણનું કાર્ય બજાવ્યું હતું. બારડોલી સત્યાગ્રહમાં પણ તેમણે વાલોડ, બાલદા, કડોદ વગેરે જુદી જુદી છાવણીઓમાં ગુજરાતના ઉત્તમ નાયકોના હાથ નીચે રહીને સ્વયંસેવકો તરીકે કામ કર્યું છે, અને તે કરતાં એક રાનીપરજ વિદ્યાર્થીએ સાબરમતીની જેલમાં સખત કેદ ભોગવી પોતાની શાળાને તેમજ કોમને દીપાવી છે

## બારડોલીથી વેડછી

બારડોલી સત્યાગ્રહ સમાપ્ત થયા પછી આ ઉદ્યોગશાળાને વધારે ખીલવવાનું અને વધારે મોટા પ્રમાણમાં રાનીપરજ યુવકોને તાલીમ આપવાનું નક્કી થયું, અને તે ખાતર તેનું સ્થળ બારડોલીથી બદલી રાનીપરજ કાર્યના મધ્યબિંદુ સમા વેડછી આશ્રમમાં ખસેડવું એમ ઠર્યું, જે મુજબ 'રાનીપરજ ઉદ્યોગશાળા' ૧૯૮૪ના અધિક શ્રાવણ સુદ ૧૪થી વેડછી આવી રહી છે.

## નવી ભરતી

વેડછી આવ્યા પછી ગઇ દીવાળી બાદ નવા ૨૫ રાનીપરજ વિદ્યાર્થીઓની ભરતી કરવામાં આવી છે. આજે વેડછી ઉદ્યોગશાળામાં ૧૭ વિદ્યાર્થીઓ વણાટકામ શીખી રહ્યા છે, ૨૨ વિદ્યાર્થીઓએ કાંતવા અને પીંજવાના ઉદ્યોગથી પોતાના અભ્યાસક્રમની શરૂઆત કરી છે. તે ઉપરાંત

૫ વિદ્યાર્થીઓ બારડોલી સ્વરાજ આશ્રમમાં ચાલતા ખાદી સરંજામના સુતારી કારખાનામાં શ્રી. લક્ષ્મીદાસ પુરૂષોત્તમદાસની છાયામાં રહીને સુતારી કામ શીખી રહ્યા છે.

### અભ્યાસક્રમ

આમ આ ઉદ્યોગશાળામાં કાંતવા પીંજવાનો, વણવાનો તેમજ સુતારી એટલા ઉદ્યોગો શીખવવાનો પ્રબંધ થઇ શક્યો છે. રંગકામ દાખલ કરવાની યોજના ચાલી રહી છે. આ બધા ઉદ્યોગો શીખવા માટે તેમજ સેવક માટેનો બીજો અનુભવ અને શિક્ષણ પ્રાપ્ત કરવા માટે વિદ્યાર્થીએ સંસ્થામાં ૫ વર્ષ રહેવું જોઇએ. પણ કોઇને આ પૈકી એકાદ ઉદ્યોગ જ શીખીને પાછું જવું હોય તો તેને માટે પણ એક વર્ષનો ટૂંકો અભ્યાસક્રમ હવેથી રાખવામાં આવ્યો છે.

આ ઉદ્યોગશાળા જેમ બને તેમ ઓછી ખર્ચાળ અને રાનીપરજની શાળા તરીકે શોભે એવી તેની દિનચર્યા રાખવામાં આવે છે. વિદ્યાર્થીઓ નાની નાની ટુકડીઓમાં વહેંચાઇને પોતાનો સ્વયંપાક કરી લે છે. તેમને ઉદ્યોગશિક્ષણમાં ૮ કલાક ભરવાના હોય છે. બૌદ્ધિક અને ધાર્મિક શિક્ષણ સવાર સાંજની પ્રાર્થનાઓમાંથી મેળવી લે છે. વગર ભણેલા વિદ્યાર્થીઓને રાત્રિશાળામાં વાંચતાં લખતાં શીખવવાનો પ્રબંધ રાખેલો છે.

### નવાં મકાનો

ઉપર જણાવ્યા પ્રમાણે વિદ્યાર્થીઓનાં ૫ રસોડાંઓ અને રહેણાકને માટે હાલ વેડછી આશ્રમમાં જગ્યાનો સંકોચ હોવાથી નવાં મકાનો થતાં સુધીને માટે વિદ્યાર્થીઓએ પોતાનાં રસોડાં તથા સાળો માટે ઘાસના કામચલાઉ માંડવાઓ ઊભા કરી લીધા છે. સંસ્થાના સમાસ માટે વેડછી આશ્રમને લગતી ત્રીસેક વીઘાં વધુ જમીન રાખી લેવામાં આવી છે, અને તેમાં વિદ્યાર્થીઓ અને કાર્યકર્તાઓને માટે મકાનો બાંધવામાં આવનાર છે.

### હાલ ભરતી બંધ

આ ઉદ્યોગશાળામાં દાખલ કરવામાં આવતા રાનીપરજ વિદ્યાર્થીઓને ભોજનખર્ચ આશ્રમ તરફથી આપવામાં આવે છે. હાલ વિદ્યાર્થીઓની ભરતી કરવાનું બંધ રાખ્યું છે. પણ જગ્યાનો સંકોચ દૂર થતાં વધારે વિદ્યાર્થીઓ લેવામાં આવશે.

# રેંટિયાનો વિસ્તાર

રાનીપરજ પ્રદેશમાં રેંટિયાનો વિસ્તાર આ વર્ષને અંતે ગામોમાં કેટલો હતો તેનું પત્રક નીચે આપીને આ નિવેદન પૂરું કરીશ:

## કાંતનારાઓનું ગામવાર પત્રક

૧

### બારડોલી તાલુકામાં

| | | સં. ૧૯૮૪માં | | સં. ૧૯૮૩માં | |
|---|---|---|---|---|---|
| | | કાંતનાર | કંતાયેલા | કાંતનાર | કંતાયેલા |
| નંબર | ગામનું નામ | ઘર | સૂતરનું વજન રતલ | ઘર | સૂતરનું વજન રતલ |
| ૧ | વેડછી | ૩૩ | ૨૮૭ાા≡ | ૩૮ | ૪૭૨ાા |
| ૨ | દાદરિયા | ૧૮ | ૧૭૭ા | ૨૪ | ૨૦૮ |
| ૩ | ટોકરફળિયું | ૧૧ | ૧૬૯ાાા= | ૨૧ | ૨૧૯ાા |
| ૪ | વાંસકુઈ | ૧૧ | ૯૮ા– | | |
| ૫ | અંબાચ | ૧૭ | ૯૨ાા | ૨૮ | ૧૪૮ા |
| ૬ | બાલદા | ૧૫ | ૯૦)– | ૨ | ૧૧ |
| ૭ | સુરાલી | ૧૧ | ૫૯ | ૧૯ | ૧૩૨ાા |
| ૮ | અલગટ | ૭ | ૫૩ાા≡ | ૬ | ૬૦ાા |
| ૯ | જામણિયા | ૮ | ૫૦ાા= | ૨ | ૧૧ |
| ૧૦ | વાલોડ | ૮ | ૩૭ા | ૪ | ૧૭ |
| ૧૧ | ગોલણ | ૫ | ૩૦ાા | ૪ | ૨૭ાા |
| ૧૨ | મઢી | ૫ | ૩૦ા= | ૭ | ૬૮ા |
| ૧૩ | કરાવાવ | ૭ | ૨૭ા= | ૧૧ | ૫૫ાા |
| ૧૪ | બાજીપુરા | ૪ | ૨૦ા | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૫ | દેગામા | ૨ | ૧૮ા | | |
| ૧૬ | ગોડદા | ૧ | ૧૮ | | |
| ૧૭ | ઇન્મા | ૨ | ૧૫ાા'= | ૮ | ૪૪ાા |
| ૧૮ | ઝીકવાડ | ૩ | ૧૫ાા | ૨ | ૨૧ |
| ૧૯ | કલમકુઈ | ૩ | ૧૨ાાા | ૫ | ૩૦ |
| ૨૦ | મોરદેવી | ૧ | ૧૦ાા | ૧ | ૫ |
| ૨૧ | શાનવેરી | ૧ | ૬ાા= | | |
| ૨૨ | કુકણુવાડા | ૧ | ૬ | | |
| ૨૩ | કણુભોડ | ૧ | ૫ાા= | | |
| ૨૪ | વાંકાનેર | ૧ | ૫ાા | | |
| ૨૫ | તીતવા | ૧ | ૪ાાા | ૧ | ૫ |
| ૨૬ | ડુમખલ | ૧ | ૪ાા | ૨ | ૯ |
| ૨૭ | કીહેર | ૧ | ૪ | ૪ | ૧૬ |
| ૨૮ | બારડોલી | ૧ | ૩ાા | ૨ | ૬ |
| ૨૯ | વીરપુર | ૧ | ૧ાા'= | ૧ | ૪ા |
| ૩૦ | અધ્યાપોર | | | ૧ | ૬ |
| ૩૧ | દૂધિયા | | | ૧ | ૮ |
| ૩૨ | પારડી | | | ૧ | ૪ા |
| ૩૩ | માણેકપોર | | | ૧ | ૪ાા |
| | | ૧૮૧ | ૧૩૫૯ | ૧૯૬ | ૧૫૯૫ાા |

## ૨

## વ્યારા તાલુકામાં

| નંબર | ગામનું નામ | સં. ૧૯૮૪માં કાંતનાર ઘર | સં. ૧૯૮૪માં કંતાયેલા સૂતરનું વજન રતલ | સં. ૧૯૮૩માં કાંતનાર ઘર | સં. ૧૯૮૩માં કંતાયેલા સૂતરનું વજન રતલ |
|---|---|---|---|---|---|
| ૧ | ખેડકુવાદૂર | ૧૯ | ૧૬૧)= | ૭ | ૧૦૩ાા |
| ૨ | ખેડા | ૧૨ | ૧૨૯ | ૨૭ | ૨૧૮ાાા |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | ખાનપુર | ૧૮ | ૧૦૧ ||| | ૩૮ | ૨૫૨||| |
| ૪ | જેસંગપુર | ૧૭ | ૯૩||| | ૧૫ | ૯૬ |
| ૫ | કલકવા | ૧૩ | ૮૫| | ૧૦ | ૬૭||| |
| ૬ | કેલકુઈ | ૧૯ | ૮૦||| | ૧૮ | ૧૨૦| |
| ૭ | પાટી | ૧૨ | ૮૦| | ૧૨ | ૭૮ |
| ૮ | આંબિયા | ૧૭ | ૭૦|= | ૨૩ | ૯૧| |
| ૯ | કુલી | ૨ | ૬૨|| | ૨ | ૫૩ |
| ૧૦ | બીસાણિયા | ૬ | ૪૯| | ૪ | ૧૦ |
| ૧૧ | રૂપવાડા | ૧૧ | ૪૭|= | ૨૫ | ૧૮૭| |
| ૧૨ | ઓરખડી | ૬ | ૪૩||| | ૯ | ૪૯ |
| ૧૩ | ઉમરકસ | ૬ | ૩૯|||= | ૮ | ૫૦ |
| ૧૪ | ઘાટ | ૪ | ૩૫||| | ૧૧ | ૭૬||| |
| ૧૫ | ખેડચીત | ૪ | ૨૩||= | ૭ | ૬૨||| |
| ૧૬ | મકરકુઈ | ૬ | ૨૩|= | ૬ | ૪૦ |
| ૧૭ | ઉમરકુઈ | ૩ | ૨૩)= | ૪ | ૨૧ |
| ૧૮ | કરંજખેડ | ૩ | ૨૦|||= | ૪ | ૯| |
| ૧૯ | ઉમરવાવદૂર | ૫ | ૧૯| | ૧૦ | ૬૯ |
| ૨૦ | ખુશાલપુર | ૨ | ૧૨)= | ૪ | ૩૧||| |
| ૨૧ | બામણામાલદૂર | ૧ | ૧૭| | | |
| ૨૨ | ડોલવણ | ૩ | ૧૧|||= | ૧ | ૭|| |
| ૨૩ | ઘેરિયાવાવ | ૨ | ૧૧|= | ૨ | ૨૯ |
| ૨૪ | રામકુવા | ૨ | ૧૦|| | ૪ | ૧૯ |
| ૨૫ | કાંજણ | ૩ | ૮|||= | ૧૨ | ૪૩ |
| ૨૬ | માપપુરા | ૧ | ૮| | ૨ | ૧૫| |
| ૨૭ | કુડલ | ૨ | ૭| | ૧૧ | ૫૬ |
| ૨૮ | ઉમરઠાના | ૨ | ૬)= | | |
| ૨૯ | નવતાડ | ૧ | ૫|| | | |
| ૩૦ | ચીખલી | ૧ | ૫|= | ૧ | ૫| |
| ૩૧ | કુંભિયા (વાંકલા) | ૧ | ૪||'= | ૨ | ૮| |
| ૩૨ | ઘાંગધર | ૧ | ૨||= | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૩ | ગડત | ૧ | ૨॥ | ૬ | ૩૨ |
| ૩૪ | ખુંટાડિયા | ૧ | ૨॥= | ૧ | ૩ |
| ૩૫ | માલોડા | ૧ | ૨)= | ૨ | ૮ |
| ૩૬ | ચુનાવાડી | ૧ | ૧॥। | ૧ | ૨ |
| ૩૭ | અંધાત્રી | | | ૩ | ૬॥। |
| ૩૮ | ઉમરવાવ નજીક | | | ૧ | ૫ |
| ૩૯ | ડોલારા | | | ૨ | ૫॥ |
| ૪૦ | લોટરવા | | | ૨ | ૬॥ |
| ૪૧ | હાકડવા | | | ૧ | ૩॥ |
| | | ૨૦૯ | ૧૩૧૧॥ | ૨૯૮ | ૧૯૪૪ |

૩

## મહુવા તાલુકામાં

| નંબર | ગામનું નામ | સં. ૧૯૮૪માં કાંતનાર ઘર | સં. ૧૯૮૪માં કંતાયેલા સૂતરનું વજન રતલ | સં. ૧૯૮૩માં કાંતનાર ઘર | સં. ૧૯૮૩માં કંતાયેલા સૂતરનું વજન રતલ |
|---|---|---|---|---|---|
| ૧ | મવરિયા | ૪૨ | ૩૬૧॥≡ | ૬૨ | ૭૩૯॥ |
| ૨ | પૂના | ૨૪ | ૨૧૬)≡ | ૨૫ | ૨૪૯॥ |
| ૩ | ખરવાણ | ૧૭ | ૧૯૫॥ | ૫૪ | ૪૩૯॥। |
| ૪ | સગરામપુરા | ૨૧ | ૧૫૭॥। | ૮ | ૧૪૩॥। |
| ૫ | બારતાડ | ૧૪ | ૧૩૧॥≡ | ૩૩ | ૩૪૪। |
| ૬ | માસીસાદડા | ૧૦ | ૧૧૬।- | ૮ | ૮૫॥। |
| ૭ | બીલખડી | ૧૪ | ૧૦૨॥।≡ | ૨૭ | ૧૬૯ |
| ૮ | વેવલ | ૧૫ | ૯૫॥।= | ૯ | ૫૨ |
| ૯ | દાતરડી | ૯ | ૮૫ | ૧૫ | ૨૦૦ |
| ૧૦ | નળધરા ડુંગરી | ૧૧ | ૭॥।≡ | ૫૦ | ૨૭૫॥। |
| ૧૧ | હળધવા | ૯ | ૫૩॥। | ૧૪ | ૮૪। |
| ૧૨ | ગ્રરી | ૪ | ૫૧॥।= | ૯ | ૮૯। |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૩ | બામણિયા | ૭ | ૪૯।− | ૧૪ | ૧૩૯ |
| ૧૪ | ઘડોઈ | ૫ | ૪૧॥ | ૧૩ | ૭૨। |
| ૧૫ | મુડત | ૬ | ૩૯॥।= | ૭ | ૨૫ |
| ૧૬ | સાંબા | ૫ | ૩૭। | ૮ | ૫૧ |
| ૧૭ | વાસાવડ | ૫ | ૩૬॥।≡ | ૩ | ૨૪ |
| ૧૮ | ખુટવાડા | ૫ | ૩૬ | ૧૪ | ૧૩૯ |
| ૧૯ | વડિયા | ૯ | ૩૩॥ | ૨૧ | ૧૭૧ |
| ૨૦ | કરચલિયા | ૪ | ૨૭)− | ૭ | ૫૧ |
| ૨૧ | ભોરિયા | ૪ | ૨૫॥। | ૫ | ૨૧ |
| ૨૨ | અંધાત્રી | ૩ | ૨૪ | | |
| ૨૩ | વાઘેસર | ૨ | ૧૪॥= | ૧ | ૨ |
| ૨૪ | કૂલવાડી | ૨ | ૧૩॥।= | ૬ | ૧૦૦ |
| ૨૫ | કોસ | ૨ | ૧૧॥। | ૧ | ૫। |
| ૨૬ | રાયપુરા | ૨ | ૧૧॥ | ૨ | ૭॥ |
| ૨૭ | ઉમરા | ૨ | ૧૧)= | | |
| ૨૮ | વલવાડા | ૨ | ૧૦॥। | ૧૫ | ૧૨૦। |
| ૨૯ | મોવડી | ૨ | ૧૦॥− | | |
| ૩૦ | કઢૈયા | ૧ | ૯ | ૧૪ | ૯૦॥ |
| ૩૧ | સાણુધરા | ૧ | ૬। | ૧ | ૧૦॥। |
| ૩૨ | દેદવાસણ | ૧ | ૬ | ૧ | ૫। |
| ૩૩ | વેલણપુર | ૧ | ૫)= | ૧ | ૩ |
| ૩૪ | ખરોલી | ૧ | ૫ | | |
| ૩૫ | નેવાણિયા | ૧ | ૫ | ૧૮ | ૭૬॥। |
| ૩૬ | વાંસકુઇ | | | ૧૬ | ૧૩૪॥ |
| ૩૭ | વસરાઇ | | | ૨ | ૨૦। |
| ૩૮ | લસણપોર | | | ૨ | ૧૫। |
| ૩૯ | વાંક | | | ૨ | ૧૫ |
| ૪૦ | ધોળકા | | | ૧ | ૭ |
| | | ૨૬૩ | ૨૧૧૧॥ | ૪૮૯ | ૪૧૭૪॥। |

૪

## માંડવી તાલુકામાં

| નંબર | ગામનું નામ | સં. ૧૯૮૪માં કાંતનાર ઘર | સં. ૧૯૮૪માં કંતાયેલા સૂતરનું વજન રતલ | સં. ૧૯૮૩માં કાંતનાર ઘર | સં. ૧૯૮૩માં કંતાયેલા સૂતરનું વજન રતલ |
|---|---|---|---|---|---|
| ૧ | પૂના (માંડવી) | ૧૧ | ૧૪૪ | ૧૨ | ૧૦૦ |
| ૨ | ચઠવાવ | ૮ | ૯૫ા | ૧૪ | ૧૧૬ાા |
| ૩ | ભડકૂવા | ૬ | ૪૬ા | ૯ | ૧૮૧ા |
| ૪ | લુહારવડ | ૫ | ૨૭ | ૨ | ૩ાા |
| ૫ | રૂપણ | ૩ | ૨૨ | ૧ | ૬ |
| ૬ | તલાવફરેત | ૩ | ૧૮ા | ૧ | ૧ા |
| ૭ | માકણજર | ૨ | ૧૭ાા= | ૬ | ૩૮ |
| ૮ | મોરેડા | ૩ | ૧૫ા | | |
| ૯ | ધંટોલી | ૩ | ૧૩ાા= | | |
| ૧૦ | જંખવાવ | ૩ | ૧૧ા | ૪ | ૨૫ા |
| ૧૧ | ગુંદિયા | ૧ | ૧૦ા | ૧ | ૨ા |
| ૧૨ | ઉતરાણ | ૧ | ૭ા | | |
| ૧૩ | બાખગામ | ૨ | ૭ા | ૨ | ૬ |
| ૧૪ | ગામતલાવ | ૨ | ૬)= | ૩ | ૩૩ાા |
| ૧૫ | તલસાણા | ૨ | ૫)= | ૩ | ૭ |
| ૧૬ | માંડવી | ૧ | ૨ાા | | |
| ૧૭ | ડડવાડા | ૧ | ૧ | | |
| ૧૮ | અરતાડ | | | ૪ | ૨૩ા |
| ૧૯ | દેવગઢ | | | ૪ | ૧૩ાા |
| ૨૦ | પાણીમોવડી | | | ૧ | ૭ |
| ૨૧ | લખિયાકૂવા | | | ૧ | ૬ |
| ૨૨ | કાટકૂવા | | | ૨ | ૬ાા |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૩ | મોવડી | | | ૧ | ૫ |
| ૨૪ | જુનવણુ | | | ૧ | ૨ાા |
| | | ૫૭ | ૪૫૧ાા | ૭૨ | ૫૮૬ |

૫

## સોનગઢ તાલુકામાં

| | | સં. ૧૯૮૪માં | | સં. ૧૯૮૩માં | |
|---|---|---|---|---|---|
| નંબર | ગામનું નામ | કાંતનાર ઘર | કંતાયેલા સૂતરનું વજન રતલ | કાંતનાર ઘર | કંતાયેલા સૂતરનું વજન રતલ |
| ૧ | ઘાસિયામેલ | ૧ | ૬ાા | ૪ | ૧૯ાા |
| ૨ | ઉખલદા | | | ૩ | ૧૯ |
| | | ૧ | ૬ાા | ૭ | ૩૮ાા |

# બારડોલી સ્વરાજઆશ્રમ સંઘ

## સભ્યો

સરદાર વલ્લભભાઇ ઝવેરભાઈ પટેલ—પ્રમુખ
શ્રી. કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા—ઉપપ્રમુખ
શ્રી. ખુશાલભાઇ મોરારજી પટેલ

### ૧. સ્વરાજઆશ્રમ, બારડોલી

શ્રી. કેશવભાઇ ગણેશજી પટેલ
શ્રી. ઉત્તમચંદ દીપચંદ શાહ
શ્રી. ગોવર્ધનદાસ રણછોડદાસ ચોખાવાળા
શ્રી ચંપકલાલ જમનાદાસ શાહ

### ૨. સ્વરાજઆશ્રમ, સરભોણ

ડૉ. ત્રિભુનવદાસ ધર્મચંદ શાહ
શ્રી. લલ્લુભાઇ મકનજી નાયક

### ૩. સ્વરાજઆશ્રમ, મઢી

શ્રી. મકનજી ભાણાભાઇ દેશાઈ

### ૪. રાનીપરજ સ્વરાજઆશ્રમ, વેડછી

શ્રી. ચુનીલાલ સાંકળેશ્વર મહેતા
શ્રી. જુગતરામ દવે
શ્રી. ગોરધનભાઇ ગિરધરભાઇ અમીન

### ૫. રાનીપરજ સ્વરાજઆશ્રમ, પૂના (મહુવા)

શ્રી. છોટુભાઈ ગોપાળજી દેશાઈ
શ્રી. મંગળદાસ મોતીલાલ શાહ

### ૬. રાનીપરજ સ્વરાજઆશ્રમ, ડોલવણ

શ્રી. ઈશ્વરભાઇ ગિરધરભાઇ અમીન

## મિલકતોનું રક્ષક મંડળ

શ્રી. વલ્લભભાઇ પટેલ
શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ
શ્રી. ખુશાલભાઇ મોરારજી પટેલ

# રાનીપરજ ઉદ્યોગશાળા
## વેડછી



વણાટ શીખતા રાનીપરજ વિદ્યાર્થી



ઉદ્યોગશાળાનો રેંટિયાવર્ગ

